# સુબોધ ગુજરાતી

## નાટક મંડળીમાં

રાજા ચંદનના નાટકમાં ગવાયલાં

## ગાયણો

છપાવી પ્રસીધ કરનાર

## માણકશા દાદાભાઈ,

તે ઉપલી નાટક મંડળીના માલેક.

---



---



મુંબઈ.

ગુલામહુસેન છાપખાનામાં છાપ્યું.

સને ૧૮૮૨.

કીમત ૪ આના.

॥ શ્રી ॥

## ઈશ્વર સ્તુતિ.

૧ કૃપા કરો ભગવાન, પ્રભુજી કૃપા કરો ભગવાન;
છઈએ હમે નાદાન. પ્રભુજી०
આપ સતાથી કામ આરંભ્યું;
તેથી મલે બહુ માન. પ્રભુજી०
દશ દીશાએ નામ અવીચલ;
છો સર્વે ગુણવાન. પ્રભુજી०
ધન સુખ સંપતી અવિચલ આપો;
આપો શુધ્ધ જ્ઞાન. પ્રભુજી०
સુબોધ મંડળી વંદન કરે છે;
રાખે છે તમોપર ધ્યાન. પ્રભુજી०
મેહેર કરીને હીંમત આપો:
કરીએ હમે સુભઆખ્યાન પ્રભુજી०

## શનિ દેવે રાજા ચંદનને આપેલી આધાઈ.

૨ શું ઘેનમાં ઘેરાયો રાજા થાની તું હુશીયાર,
હું વાત જે પુછું તેનો તું જવાબ દે નીરધાર —ટેક:
કહો તો પડું હમણાં તુજપર કહોતો ઘડપણ માંહી,
જે પાપ પેલે ભવ કર્યાં તે ભોગવો આવાર —ટેક:
જેવાં જેવાં કરમ કરે કોઈ જે જગત માંહી,

તેવાં તેવાં ફૂલ આપે જગતનો આધાર — ટેક:
ભોગવ્યા વિન પાપનું ફળ છુટશો નહીં
આ વાતનો ઉત્તર કહો મનમાં કરી વિચાર — ટેક:

## રાજા ચંદને શનિ દેવને આપેલો જવાબ.

૩ સત્ય કહું છું શનિ મહારાજ,
સાંભળજો તમે શીરના તાજ — ટેક:
હમણાં દુઃખ પડજો હમપર,
રાખનાર છે તે સત્ય ઈશ્વર. — ટેક:
એમાં કોઈનું જોર ન ચાલે,
નિશ્ચય થાસે લખ્યું જે ભાલે — ટેક:
માટે હું તો બીતો નથી,
સત્ય વાત આ કહું છું કથી. — ટેક:

## રાજા પુંદરીકના લશકરે ગાયેલું ગાયન

૪ ચાલો ને સહુ ચાલો તમે, લડવાને આ વાર;
મારી કાપી દુશમનોનો, કરીએ જઈ સંહાર — ટેક:
કોઈને મારો તેગ તબર, કોઈ ને તલવાર;
કોઈને મારો તીર ભાલા, કોઈને કટાર — ટેક.
થઈ છે શામા શામી હવે, થાવો ને હુશીઆર,

પકડો ને જાવો પકડો હવે, કરવો સો વિચાર – ટેકઃ
વજાડો વાજાં જંગનાં, મારી કરો બેજાર,
ફતે સદા છે આપણીને, દુશમનોની હાર – ટેકઃ
ચડીને કિલ્લા ઉપરે દરવાજા તોડો ચાર,
જઈને શેહેર માંહી લુંટો હાટ બેજાર —ટેકઃ

## રાજા ચંદનની દરબારમાં ગુનકાવોએ કીધેલી રાજાચંદનની કીર્તિ.

૫ ધન્ય ધન્ય તું ધન્ય રાજા ચંદન,
ધન્ય ચંદનાવતી નગરી તારીરે — ટેકઃ
ઈનસાફ અદલ સત્ય વાદી છો,
સર્વે રયતને શુખ કારીરે — ટેકઃ
જગમાં જસ ગાયે નારી નર,
પરતાપ તમારો છે ભારીરે — ટેકઃ
સુખ છે ઈંદર રાજા જેવાં,
હું વારી વારી જાઊં બલહારીરે — ટેક

## રાજા ચંદનની કીર્તિ.

૬ વાહે વાહે રાયજી મુજપર દયા મોટી કરી,
શું વખાણું જશ તમારા જગતમાં રહ્યા છે ભરી
વાહે વાહે રાયજી.
કોઈ નથી પાછો ગયો જાચક તમારે દ્વારથી;

સરવેની ઊમેદ પુરી થઈછે તમ આગળ ખરી
વાહેવાહે રાયજી.
સંપદા છે કુબેર સમ દાની બીજો જાને કરણ,
સત્યવાદી ધર્મ સમ છે પ્રસન્ન તમપર શ્રીહરી
વાહેવાહે રાયજી.
રાજ અમર રહો તમારૂં તેજ બળ જગમાં તપો
નાશ થાજો જે કોઈ જગમાં તમારા હોય અરી
વાહેવાહે રાયજી.
શરબે ગુણ ભંડાર છો ઉપમા કથન હું સું કરૂં
રેહેમ મજ ઉપર કરો જાણી તમારી કીકરી
વાહેવાહે રાયજી.

## રાજા ચંદનને પોતાના સરદારે આપેલી ખબર.

૭ ફરીઆદ ફરીઆદ છે રાયજી,
લડવાને રાયે પુંડરીક આવ્યો સહી— ટેક:
છે અગણીત લશકર નહી જેનો પાર,
આવીને ઊભો છે કીલ્લાની બાહાર— ટેક
બહુ બુમો પાડી મચાવે છે શોર,
જણાવે છે પોતાનું જબરૂં એ જોર — ટેક
કહ્યું મજને કર તારા રાજાને જાણ,
મુકી નગ્ર બાહેર લઈ નીકલે માણ —ટેક

તે માટે મહારાજ થાવો તૈયાર
કરો હુકમ લશ્કરને લડવા આવાર—ટેક:

## રાજા પુંડરીકના લશ્કરે ગાયલું
### ગાયન.

૮ શુરા જન તન મનથી સઊ ચાલો,
શત્રુઓને આપણે મારી ઝાડી કાડો.
શુરા જન.

હિંમત રાખજો શઊ દુષ્ટોને હરાવો બહુ,
સું એની છે મગદુર, ઊમંગે લલકારો.
શુરા જન.

કીધા છે આપણે હેરાન લઈશું ચંડાલોનો પ્રાણ,
આ તલવારે કાહાડી જાન ભાલા ભચ ભચ મારો.
શુરા જન.

## રાજા પુંડરીકના લશ્કરે ગાયેલુ
### ગાયન.

૯ ચાલો શુરવીર ધરવી નહી ધીર,
મારશું તાકી તાકીને ખુબ તીર
દુશમનોંના ઉડાડશું શીર —ચાલો શુર૦

# રાજાચંદને વનમાં કીધેલો વિલાપ.

૧૦ ઓ પ્રભુ સું કર્યાં છે પૂર્વે હમે પાપ ભારી;
આ શી ગતી હમારી. ટેક.
દીનના દયાળ અમપર આંખ ફરી કેમ તારી,
આ શી ગતી હમારી. ટેક.
શરણે આવ્યો તેને તો મરણ ન હોય સ્વામી;
તું તો છે અંતરજામી.
ભક્તવત્સલ તું તારૂં બ્રીદ તો જરા જો વીચારી,
આ શી ગતી અમારી. ટેક.
દ્રોપદીનાં ચીર પુર્યાં ગજાનીતેવાર કરી,
અજામેલ તાર્યો હરી.
વિદુરની ભાજી જમ્યા ઉધારી અહલ્યા નારી,
આ શી ગતી અમારી. ટેક.
ક્યાં મારો દેશ ને ક્યાં રાજ ને ક્યાં શુખ મારાં,
ફરવું ક્યાં આ વનમાં.
ત્રાહે રે ત્રાહે હવે શાહે થાજે તું મોરારી,
આ શી ગતી અમારી. ટેક.

---

# રાજા ચંદન ને તેના પુત્રાએ વંનમધે પાણી માટે કીધેલી અરજ.

૧૧ સાંભલો માત પિતા સુખ દાઈ.

તરશે કરી જાય છે કંઠ સુકાઈ. ટેક.
જો જલ આએ વખતે નહી આપો,
તો નહીં પ્રાણ રેહે દેહ માંહી. ટેક.
બીજું જે દુઃખ હોય તે સહીએ,
પણ આ દુઃખ નહીં સહાએરે કાંઈ. ટેક.
જોઈએ તીયાં જઈ પાણી લાવો,
ચાહો અમારી જો કુશલાઈ ટેક.

---

## રાજા ચંદને પોતાના પુત્રોની અરજ ઉપર કીધેલો વીલાપ.

૧૨ ચોરી કરી અમે તે સું,
આ શું દીધું દુઃખ પ્રભુ,
પાપ તે અમથી શું થયું—આ શું:
પુત્રો હમારા તાડકે,
તડકો કદી જોયો નથી;
તેનું પાણી બીના સુકે ગળું—આ શું:
ખબર નથી દિન રાતની,
ચલાશે વનમાં તેથી કેમ;
કોમલ શરીર છે પ્રિયનું — આ શું:
ક્યાં હમારૂં રાજ સુખ,
ને ક્યાં વિપત્ત આવી પડી
હાય હવે હું સું કરૂં — આ શું:

તુને દયાલુ વેદ,
શાસ્ત્ર ઋષિ મુનિએં કયાં
નિર્દય આવો થયો કેમ તું – આ શું:

## રાજાચંદનના પુત્રોએ રામસિંગના બાગમાં જવામાટે કીધેલી વિનંતી.

૧૩ જુવો પિતાજી નજરે કરીને;
બાગ આ સુંદર બન્યો છે કેવો — ટેક.
સરવે જાતનાં ઝાડ છે તેમાં,
તરે તરેનો ભરચો છે મેવો — ટેક.
ચંપો ચંબેલી મોગરો મરવો
ગુલાબ આદી છે ફુલ જેમાં — ટેક.
મંદ સુગંધિત શીતલ વાયુ;
વહે છે મનડું હરાયે તેવો. — ટેક.
જેમાં ફરેથી મહા સુખ થાએ
જાયે ટલી પલમાં દુઃખ દેહના – ટેક.
મુખે કહી નવ શકાય શોભા,
ઈંદ્રનાં નંદન તેવોનાં જેવો. — ટેક
અમારા મનમાં છે હેવી ઈચ્છા,
બે હાથ જોડીને કહીએ છઈએ – ટેક.
એ બાગમાં બંને જઈએ ફરવા
પીતાજી અમને રજા જો દેવો — ટેક.

## રાજા ચંદને બાગમાં ન જવા માટે દીધેલી શીખામન.

૧૪ ન જાયે મારા પુત્રો પરાયાતે બાગમાં;
સું કામ છે તેયાં આપણું પરાઈ જાગમાં. ટેક.
કોઈ પકડી કરે કેદ ત્યારે કરવું પછે સું;
દુઃખ આવી પડે ઉલટું સુખના તે ભાગમાં. ટેક.
આવ્યો છે દાહાડો દુઃખનો તમે જાણો છો ન વીર;
હાથે કરી પડો કાં હેવી બલતી આગમાં. ટેક



## રાજા ચંદન માટે તેના પ્રધાન અને વિદુષકે લીધેલો વેરાગ.

૧૫ ક્યાં હવે ગોતીએ રાજાને ભાઈ;
ઈશ્વરે કીધી અંતે જુદાઈ. ટેક.
જોગી થયા ને ભગવાં પેર્યાં;
તજી કુટંબ સઘળી પ્રભુતાઈ. ટેક.
દશો દેશાને જંગલે જંગલ;
ફરી ફરી આવીયા છૈઈએ હાંઈ. ટેક.
સત્યના સ્તંભ ધર્મ વ્રત ધારી;
ક્યાં હવે મલશે એવો સુખદાઈ. ટેક.



## રાજા રામસિંગના પુત્ર રતનસિંગનું એકાએક મરણ થવાથી શાહેરે કીધેલો વિલાપ.

૧૬ વાહે મલુજી ગર્મા વાત આ કેવી તને
દાસ તારાની જોઈએ શારતો લેવી તને. ટેક.
મુકાવ્યું રાજ સર્વ દોસ્તોથી જુદો કરયો
આવી સું ધ્યાનમાં તકસીર તે એવી તુંને. ટેક.
મારા દુઃખમાં તો હવે નથી રહી કંઈ બાકી.
બીતો નથી હું શાજા દે ગમે જેવી તુંને. ટેક.

## રતનસિંગના મરણ માટે રાજાચંદને કીધેલો વિલાપ.

૧૭ સું ભાગ્ય જાગ્યું ઉલટું આવું અમારૂં આજ;
વાહેરે ઈશ્વર વાહે વાહેરે ઈશ્વર વાહે.
કર શાહે તું આવી હવે ગરીબના નીવાજ.
વાહેરે ઈશ્વર.
ઓ બાપ રતનસિંગ તેં હમને દીધો દગો,
હવે હમારી જગતમાં કેમ રહેશે લાજ.
વાહેરે ઈશ્વર.
આવીને કોઈ પુછશે તો જવાબ દઈશું સું;
કલંક મહા બેઠું હવે અવલું થયું આ કાજ.
વાહેરે ઈશ્વર.
તું મરતાં હમે ચારે જણાં કેમ નાં મુવાં,

આવા કઠણ સમામાં સત્ય રાખ્યને મહારાજ
વાહેરે ઈશ્વર૦.

## રતનસિંગના મરણ માટે તેની માતાએ કીધેલો વિલાપ.

૧૮ અરે ઉઠ ઉઠરે રતનસિંગ ધીર,
તુંને આવું ઘટે નહીં વીર.
અરે નથી બોલતો કેમ તું બાપ,
મને એકવાર ઉત્તર આપ.
અરે ચંદન આશું કીધું તેં અધર્મ,
એવું ઢેડ કરે નહીં કર્મ.
અરે ચંદન બુધ્ધી ફરી કેમ હાવી,
તુને હણતાં દયા નહી આવી.
અરે મારા પુત્ર તું બેઠો થાને,
આજ દુઃખડાં પડયાં તારી માંને.
અરે પુત્ર મનની રહી મનમાં હે,
આજ કાળજું મારૂં કોરાએ.
અરે પુત્ર કરવું ઘટે નહીં આવું,
મને મુકીને એકલું ન જાવું.
અરે આ શું કીધું પ્રભુ મહારાજ,
ન આવી કેમ દયા તુંને આજ.

## સતી મલ્યાગરી પોતાના વાહાલા પુત્રોમાટે વિલાપ કરેછે.

૧૯ આ શો ગજબ એકાએક થયો, કષ્ટ પડ્યું અપાર:
વાત શું કહું રે વિચારની, સાંભલો પ્રાણ આધાર— ટેક
દુઃખ પડસે જે આપણે, સહેશું તે નીર આવાર;
એમાં તો કાંઈ કેવું નથી, પણ થાય એક વિચાર— ટેક.
પુત્રો બે જુવોની આપણા, લાડકવાયા છે સાર;
ટાડ કે તડકે જોયો નથી, કોઈ દીન ગયા નથી બાહાર—ટેક
કોમલ દેહ શોહયામણી, કાંતીનો નથી પાર,
રસ્તા આ વનમાં કઠોર છે, ચાલવું તે મોઝાર—ટેક.

---

## શાયર અને નીરે પોતાના માત પીતાને આપેલો દીલાશો.

૨૦ માત પિતા તમે સાંભલો, ધીરજ રાખો મનમાંહ;
ખબર પડે દુઃખને વિશે, ધીરજ ધરીને ત્યાંયે— ટેક.
જુવો રોહીદાસ તારામતી, હરિશચંદ્ર જેવો રાયે;
સુના સવા ભાર કારણે, કાશી નગ્રે વેચાયે — ટેક.
મુંજકંદ રાજાસમે કરી, થઈ ગયો નીરઉપાયે;
કાશી નગ્રના ચોકમાં, અંગહારે વેહેરાયે — ટેક.
એવાં એવાં માથે દુઃખ પડયાં, બહુ કષ્ટ તે થાયે,
માટે નહીં હિંમત હારીયે, ભલે પ્રાણ આજાયે—ટેક.
ફીકર હમારી કશી તમે, ન કરો માત પીતા,

દીન દયાળ આવી પ્રભુ, કરશો કષ્ટમાં શાહે- ટેક.

## નર્મદા નદી આગળ રાજા ચંદને કીધેલો વિલાપ.

૨૧ ઓ પ્રભુ મુજ પર એકાએક, આ સીતમ તે સું કીધું;
મુજને ખબર પડતી નથી, કારણ નથી જાતું લહ્યું.
ઓ પ્રભુ મુજ પર.
શું પાપ પેલે ભવ કર્યાં, જે આ દશા મારી થઈ;
વનમાં રખડતો હું થયો, વલી રાજ્ય પણ માહારૂં ગયું.
ઓ પ્રભુ મુજ પર.
પાણીનો લોટો હાથથી કોઈ દીન ભરી પીધો નથી,
તો દુઃખ આ વનનું પ્રભુ, મુજથી કેમ જાસે સહ્યું.
ઓ પ્રભુ મુજ પર.
પુર આવ્યું નર્મદાનું પાણી બહુ ઉંચું ચડ્યું;
ચારે જણાને પાર પેલે હવે જાવું શી રીતે રહ્યું.
ઓ પ્રભુ મુજ પર.
કોઈ ઉપાયે કરૂં હવે થા સાહે ઈશ્વર આજ તું;
તુજ વિના આ જગતમાં કોઈ બીજું મારૂં ના રહ્યું.
ઓ પ્રભુ મુજ પર.

## સતી મલ્યાગરી પોતાના સ્વામીનાથ પાછા ન આવવાથી કીધેલો વિલાપ.

૨૨ આ વનમાં મુકી મુજને, પીયુજી ક્યાં ગયા;
જોતાં તમારી વાટડી યહાં દીન તો બે થયા— ટેક.
અબલાની જાત આશરા વીના તે સું કરૂં;
દીન દુઃખના હવે કાહાડવાં કો કંઈ પેરે રહ્યા—ટેક.
મુકાવ્યું રાજ પાટ દૈવે સરવે સંપદા;
તોયે ધરીને ધીર એવાં જુલમ સઉ સહ્યાં—ટેક.
હું મેહેલથી કોઈ દીન ન હોતી ઉતરી,
તે વનના આ રશતા કઠણ મને વેઠવા પડ્યા—ટેક.
તોય ન દેખી શકાયું, તુજથી વાહે ઈશ્વર વાહા,
આ દુખમાં અમને એક બીજાથી જુદા કર્યાં—ટેકઃ



## વંઝારાયે મલ્યાગરીને રડવા બારે પુછેલો ખુલાશો.

૨૩ તું કોણ છો મુજને કહેની સાચે સાચી વાત,
નહી તો આ તલવારથી થશે તારી ઘાત— ટેક.
તું ભૂત છો કે પ્રેત છો, ડચણ ડાંકની,
સું કામ આવી છો આ વનમાં આ સમે મધરાત—ટેક.
શું દુઃખ છે જે આ શમે રડવાને બેઠી તું,
છો એકલી તનહાર ફકત વલી તું અબલા જાત—ટેક.
સું નામ તારૂં આમ કયું, તું જાતની છો કોણ, •

મુકી શરમ કહેની મને, જે ભાંગે મારી ભ્રાંત - ટેક.
મનમાં તું તારા લાવતી નહી વેહેમ ચાંજરા,
તું તો છો બેહેન માહરી, મને જાણ ભ્રાત તાત - ટેક.

## મછીમાર આગળ રાજાચંદને કીધેલો પોતાનો ખોલાશો.

૨૪ ઓ મારા પ્રાણના દાતા, કહું શું વાત હું મારી;
જો સાંભળશો તમે મારી વાત, નહીં રહે છાતી સ્થીરતારી.
નગર ચંદનાવતી નામે, ત્યાંનો રાજા ચંદન હું;
ગયું જ્યારે રાજ નીકળ્યો બાહાર, લૈ બે પુત્ર ને નારી.
મહા દુઃખ વેઠતાં ફરતાં, તો આવ્યાં નર્મદાને તીર;
ગતી મહાદેવની ઘેરી, ચડું તું પુર ત્યાં ભારી.
બેશાડી સ્ત્રીને મેં ત્યાં, લીધાં બે પુત્રને ખાંધે,
મુકીને તીર પેલે આવતાં, ડુબ્યો હું મધવારી.
રહ્યાં ક્યાં પુત્રને ક્યાં નાર, હું ક્યા ઉદર મછના,
કરૂં શું હું હવે ક્યાં જાઉં, મલે ક્યાં પુત્રને પ્યારી.

## શાયર અને નીરે વંન મધે કીધેલો વિલાપ.

૨૫ કર્યો આ શો ગજબ અમ ઉપર,
અરે ઈશ્વર! ઈશ્વર! ઈશ્વર! - ટેક.
રાજ્ય સુખ મુકાવ્યું હમારૂં;

અમે શું રે બગાડ્યું તું તારૂં,
લાવની તું દયા દિલ અંદર — ટેક.
આ ભયંકર જંગલ છે ભારી,
નથી શુજતો રસ્તો મોરારી,
ફરી તારી કેમ આવી નજર — ટેક.
સર્પ સિંગ ફરેછે બહું આંઈ,
કાંટા ભોકાયે છે પગમાંહી,
દેહ ધુજે હમારી તો થરથર — ટેક.
અરજ સાંભલી દાશ તારાની,
દયા લાવીને કર મેહેરબાની,
પ્રભુ સાહે તું આવી હવે કર — ટેક.

---

## શાયર અને નીરે કીધેલી ઈશ્વરને અરજ.

૨૬ ઓ ઈશ્વર તે આ શું કર્યું,
હવે બંને જણા હમે જઈએ તે ક્યાં — ટેક.
રાજ ગયું ને થયાં રખડતાં,
માં બાપને વલી જુદાં કર્યાં — ટેક.
નથી જોયો હમે ટાડ કે તડકો,
આ દુઃખ હવે કેમ જાસે સહ્યાં — ટેક.
ઓ દૈવ આવો સમો તેં દેખાડ્યો,
એવાં તે પાપ હમથી શું થયાં — ટેક.

## નીરે પોતાના ભાઈને પાણી માટે કીધેલી અરજ.

૨૭ લાગી છે તરસ ભાઈ પાણી પા,
લગાડમાં તું વખત જરા— ટેક.
કંઠ સુકાયે ને જીવડો જાયે,
માટે તું ના ખોટી થા— ટેક.
જો નહીં હમણાં પાણી મલેલો,
પ્રાણ જસે તું જલદી જા— ટેક.
આંઈ નથી કોઈ આપણું બીજું,
તુંજ માત ને તુંજ પિતા— ટેક.

---

## નીરનું મરણ થવાથી તેના ભાઈ સાહેરે કીધેલો વિલાપ.

૨૮ ભાઈ ઉઠને બેઠો થા, લઈ આવ્યો પાણી હું;
મ્હારા વાહાલા દેની જવાબ, શું તો શાદ તાણી શું—ટેક.
પડયાં વખુટાં માંને બાપ, સુખ સરવે ગયું;
આવા કઠણ સમામાં આજ દગો મને દે છે તું—ટેક
આવી ઊંગ ન કરિયે વીર આગલ કામ છે ઘણું,
આ રણ વગડામાં આંઈ કોઈ નથી આપણું—ટેક
જાગ જાગની જમની બાંયે હવે હું તે શું કરૂં;
તને ઘટે ન જાવું વીર, મને મુંકી એકલું— ટેક

# નીરનાં મરણનીલાશન મલવાથીતેનાભાઈએ કીધેલો વિલાપ.

૨૯ મુજને મુકીને એટલું ન હોતું જવું પ્યારાં,
તનડું બળેછે માહેરૂં વિજોગમાં તારા—ટેક.
ક્યાં જઉંને હું સું કરૂં કાંઈ સુજતું નથી,
આવી દુઃખમાં કરની શાયે વાલાભાઈ તું મારા-ટેક.
રાજ પણ ખોયું પડ્યાં માં બાપથી જુદાં,
એવી આગમાં બળતાંઉપર મુક્યા તેં અંગારા-ટેક.
તારા પેહેલા મારૂં મત્યું કેમ ન આવ્યું,
છાતીમાં શમાતાં નથી આ પ્રેહેનાં ઉભારાં—ટેક.
આ કઠન શમામાં તુંજને નઘટે જવું.
અરે પ્રભુ ક્યારે આવશો, આ દુઃખતણાં આરાં-ટેક.

# રાજા ચંદન મહાદેવના મંદીરમાં ઈશ્વરની પ્રાર્થના કરે છે.

૩૦ ચંદન— દીન દયાલ મોરારી,
પ્રભુજી છો દીનદયાલ મોરારી.
સેવકની તમે સંભાલ કરોછો,
ભક્તવત્સલ બ્રદધારી;
મુજને જાણીને દાશ તમારો,
વારે તે ચડજો મારી —— ટેક.
મહાપાપી આ જગમાં ઉધરયા,
નામ તમારૂં શંભારી;
નામનું મહાતમ ગાય તમારૂં
ઋષિ મુનિ બ્રહ્મચારી. — ટેક.
હાથ બે જોડીને તમને પ્રભુજી,
પ્રાગમું હું વારમવારી;
કાંતો આ પ્રાણ હરી લ્યો ની મારા,
કાંતો મેલવો બે પુત્ર ને નારી— ટેક.

# સર્વે જણ મલીને

## ગાયન.

૩૧ ઓ ઈશ્વર જગ કરતા તારી,
છે અકલ કલા સહુથી ન્યારી;
કરી અમપર મેહેર કૃપાધારી;
કરીયો તે ખેલ પુરો આંહી.
અને મંગલમુર્તી વિઘનારી,
છે અકલ કલા સઉથી ન્યારી;
ઉમેદ પુરી થઈ અમારી,
પ્રભુ સાહ્ય કરી તે મોરારી.
પ્રણામ કરિએ વારંવારી,
શેવકના છો તમે સુખકારી;
જઈએ તમ ઉપર બલહારી,
છે અકલ કલા સહુથી ન્યારી

સમાપ્ત.

